અશુદ્ધ ચિત્તવાળો મૂર્ખ અવિવેકી તો દેહને જ આત્મારૂપ દેખે છે. આ દેહ થોડી વારમાં આનંદ પામે છે અને થોડી વારમાં ખેદયુક્ત થઈ જાય છે; તેના જેવો ખેદ કરવાને પાત્ર, નીચ અને સદ્‌ગુણરહિત બીજો કોઈ પણ નથી. આ દેહ એક જાતના ઝાડ સરખો છે, તેમાં ઉત્પત્તિ અને વિનાશવાળા દાંતરૂપી કેસરાની શોભા છે અને તે મંદસ્મિતરૂપી ઊઘડેલાં પુષ્પોથી નિત્ય અલંકૃત છે. તેને હાથરૂપી શાખાઓ છે અને ખભાઓરૂપી ઊંચાં શાખાઓનાં મૂળ છે. તેને ઊંચા ભાગમાં દાંતરૂપી પક્ષીઓ હારદોર રહેલાં છે, આંખોરૂપી ભ્રમરોને રહેવાનાં છિદ્ર છે અને માથારૂપી મોટું ફળ ઉત્પન્ન થયેલું છે. તેને કાનરૂપી સુતાર* નામના પક્ષીએ કરેલાં છિદ્રો છે, હાથપગની આંગળીઓરૂપી કૂણાં કૂણાં પાંદડાં છે, દાઢી—મૂછરૂપ ગુચ્છો છે, શસ્ત્રાદિથી અત્યંત કપાઈ જવાનો સ્વભાવ રહ્યો છે અને તેમાં જીવ તથા ઈશ્વરરૂપી બે પક્ષીઓએ માળા કરેલા છે. ત્યાં જીવરૂપી વટેમાર્ગુએ ઉતારો કર્યો છે અને તેની નીચે છાયા પણ જોવામાં આવે છે—એવા દેહરૂપી વૃક્ષને કોણ પોતાનું કહે? અને કોણ તેને પારકું કહે? એના ઉપર પ્રીતિ કે દ્વેષ રાખવાં પણ શા કામનાં છે? હે પિતા! સમુદ્રનો પાર પામવા માટે વારંવાર લેવામાં આવતા વહાણમાં અને આયુષ્યનો પાર પામવા માટે વારંવાર લેવામાં આવતા શરીરમાં 'કોણ 'મારાપણા'ની ભાવના કરે? દેહ નામે એક ઉજ્જડ વન છે, તેમાં વિઘ્નોરૂપી અનેક ખાડાઓ છે અને રુવાંટાંરૂપી અસંખ્ય ઝાડો છે, તેમાં નિઃશંકપણે રહેવાનો વિશ્વાસ જ કોણ કરે? હે તાત! માંસ, સ્નાયુ તથા હાડકાંથી ભરેલા, ઘણાં છિદ્રોવાળા અને બહાર નીકળવાના ઉપાય-રૂપ શબ્દ વિનાના, આ શરીરરૂપી ઢોલમાં હું બિલાડાની પેઠે બેસી રહ્યો છું. આ કાયારૂપી શોભીતું પીપળાનું વૃક્ષ છે. તે સંસારરૂપી વગડામાં ઊગ્યું છે, ચિત્તરૂપી ચપળ વાંદરાવાળું છે, ચિંતા-રૂપી કૂંપળભર્યું છે અને લાંબાં દુઃખોરૂપી ઘણોએ તેને ઘાયલ કર્યું છે. તે તૃષ્ણાઓરૂપ નાગણીના નિવાસરૂપ છે, કોપરૂપી કાગડાના સ્થાનકરૂપ છે, સ્મિતરૂપી સારા ફણગાવાળું છે અને પાપ—પુણ્યરૂપી મોટી ટેટીઓવાળું છે. તે બાહુરૂપી ઘાટી લતાઓની જાળવાળું છે, હાથીરૂપી ગુચ્છો-થી મનોહર છે અને પવનને લીધે હાલતાં સર્વ અંગોરૂપી પાંદડાંવાળું છે. તે સર્વે ઇન્દ્રિયોરૂપ પક્ષીઓના આધારરૂપ છે, સુંદર ગોઠણરૂપી થાંભલાવાળું છે, ઊંચું છે, યૌવનરૂપી શીતળ છાયાવાળું છે અને કામરૂપી વટેમાર્ગુએ તેને સેવેલું છે. તે માથે ઊગેલી લાંબા કેશરૂપી ખડની પંક્તિવાળું છે, અહંકારરૂપી ગીધ પક્ષીને રહે-વાના માળારૂપ છે અને પેટરૂપી પોલાણવાળું છે. મૂળમાં જુદી જુદી વાસનાઓરૂપી ઝાંખરા-ઓથી વીંટાયેલું હોવાને લીધે તે કાપવામાં મુશ્કેલ પડે એવું છે અને ઘણા પરિશ્રમોરૂપી લંબાઈથી તે રૂક્ષ લાગે છે. એ કાયારૂપી પીપળાનું વૃક્ષ મને સુખદાયી લાગતું નથી. હે મુનિ! અહંકાર-રૂપી ગૃહસ્થના મોટા ઘરરૂપ એવું આ શરીર પડી જાય કે સ્થિર રહે તેમાં મારે શું? જેમાં ઇન્દ્રિયોરૂપી પશુઓ હારદોર બાંધેલાં છે, જેમાં તૃષ્ણારૂપી ઘરવાળી ચારે બાજુ આંટા માર્યા કરે છે અને જેમાં સઘળા ભાગો રાગરૂપી રંગથી રંગાયેલા છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી. જેમાં પીઠનાં હાડકાંઓરૂપી લાકડાંઓના જથ્થાથી વચલો અવકાશ સંકોચ પામ્યો છે અને જે આંતરડાંરૂપી દોરીઓથી બાંધેલું છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી. લાંબી લાંબી નસોરૂપી દોરીઓથી ગૂંથાયેલું, લોહીરૂપી પાણીથી કાદવરૂપ થયેલું અને વૃદ્ધાવસ્થારૂપ ચૂનાથી ધોળેલું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. ચિત્તરૂપી સેવકે કરેલા અનેક ઉપાયોથી ટકી રહેલું અને મિથ્યા મોહરૂપી પાટડાઓવાળુ આ દેહરૂપી ઘર મને ગમતું નથી. જેમ દુઃખોરૂપી બાળકો ચીસાચીસ પાડે છે, જે સુખરૂપી શય્યાથી મનોરમ છે અને જેમાં દુષ્ટ ચેષ્ટાઓરૂપ નીચ દાસીઓ છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું

* આ પક્ષીને ટકટકારો પણ કહે છે.

નથી. જેમાં વિષયોરૂપી મેલાં વાસણો છે, મલિન સાધનોની ભરતી છે અને અજ્ઞાનરૂપી લૂણો લાગેલો છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી. ઘૂંટીઓરૂપી કુંભીઓના આધારથી રહેલું, સાથળો-રૂપી ઊંચા થાંભલાઓથી ટકી રહેલા ઉપરભાગ-વાળું અને લાંબા લાંબા હાથરૂપી લાકડાંઓથી દૃઢ રહેલું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. હે બ્રહ્મન્! જેમાં બુદ્ધિરૂપી ઘરધણિયાણી જ્ઞાને-ન્દ્રિયોરૂપી પ્રકટ ગોખોમાં રમ્યા કરે છે અને જેમાં ચિંતારૂપી ઘણી દીકરીઓ ઉત્પન્ન થાય છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી. કેશરૂપી આવરણથી ઢંકાયેલી કાનરૂપી મેડીઓવાળું અને લાંબી લાંબી આંગળીઓરૂપી ખીંટીઓવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. જેમાં સર્વ અંગોરૂપી ભીંતોના સમૂહ ઉપર ઘાટાં રુવાંટાંરૂપી જવારા ઊગ્યા છે અને જે કદી પુરાય નહિ એવું પેટરૂપી ખાડવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. નખરૂપી કરોળિયાઓના નિવાસરૂપ, ભૂખરૂપી કૂતરીએ ગજાવી મૂકેલું અને પવનના ભયકારી શબ્દોવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. પેસવામાં અને બહાર નીકળવામાં નિરંતર લાગી રહેલા વાયુના વેગવાળું અને છિદ્રોરૂપી મોટા મોટા ગોખવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. જીભરૂપ આગળિયાથી ભિડાતા મુખરૂપ દ્વારથી ભયંકર લાગતું અને દાંતરૂપી હાડકાનાં કટકાઓ દેખાડી રહેલું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. ચામડીરૂપી ચૂનો ચોપડવાને લીધે લીસું, અંદર નાડીઓરૂપ યંત્રો ફરવાથી ધ્રૂજતું અને મનરૂપી જૂના ઉંદરે ઉખેડયા કરેલું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. ક્ષણમાત્રમાં સ્મિતરૂપી દીપપ્રભાથી આનંદ પામતું તથા સુંદર લાગતું અને ક્ષણમાત્રમાં શોકરૂપી અંધકારના પ્રવાહોથી ભરાઈ જતું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. સઘળા રોગોના ધામરૂપ, એવું વલી* તથા પલિત(પળિયાં)ના નગરરૂપ એવું અને સઘળી ભયંકર ચિંતાઓને રહેવાના દુર્ગરૂપ એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી. ઈન્દ્રિયો-રૂપી રીંછોની ગડબડથી વિષમ, ઉજ્જડ, નિઃસાર ખાડાઓવાળું અને અંધકારથી ઘેરાયેલી દિશા-ઓરૂપી કુંજોવાળું આ દેહરૂપી જંગલ મને ગમતું નથી. હે મુનીશ્વર! કાદવમાં ખૂંચી ગયેલા હાથીને જેમ થોડા બળવાળો બહાર કાઢી શકે નહિ, તેમ અનંત તાપોમાં ખૂંચી ગયેલા મારા શરીરને હું બહાર કાઢી શકતો નથી. લક્ષ્મીથી શું થાય? રાજ્યથી શું થાય? કાયાથી શું થાય? અને ક્રિયાઓથી પણ શું થાય? ગણ્યા દિવસોમાં કાળ એ સઘળાંને કાપી નાખે છે. હે મુનિ! કહો, બહાર તથા અંદર લોહી અને માંસથી ભરેલી તેમ જ અવશ્ય નાશ પામવાના સ્વભાવ-વાળી આ કાયામાં રમણીયતા વળી શી છે? હે તાત! પાળી—પોષીને મોટાં કરેલાં શરીરો મરણને અવસરે જીવની સાથે જતાં નથી; તો હે તાત! કહો, એવાં કૃતઘ્ન શરીરો ઉપર બુદ્ધિમાનોને આસ્થા શાની હોય? મદોન્મત્ત હાથીના કાનની અણી જેવા ચંચળ અને લટકી રહેલા પાણીના બિંદુ જેવો ક્ષણભંગુર આ દેહ મને છોડે નહિ, તે પહેલાં જ હું એને છોડી દઉં છું. આ દેહરૂપી પાંદડું પવનની પલકથી હાલ્યા કરે છે, કૂણું છે, જર્જરિત છે, ક્ષુદ્ર સ્વભાવ-વાળું છે, કડવું છે અને સ્વાદ વગરનું છે, મને તે ગમતું નથી. ઘણા કાળ સુધી ખાઈ—પીને છેવટે યત્ન વગર જ નાનાં પાંદડાંની પેઠે દેહ દૂબળો થઈ જાય છે અને મરણને જ અનુસરે છે. એનાં એ જ આવ્યા કરતાં સુખદુઃખોને વારંવાર અનુભવવા છતાં, આ પામર દેહને લાજ પણ આવતી નથી, જે દેહ ચિરકાળ સુધી ઐશ્વર્યને ભોગવીને તથા વૈભવોની લક્ષ્મીને સેવીને પણ ઉત્કર્ષ પામતો નથી કે અવિનાશીપણું પણ પામતો નથી, તેને શા માટે પાળવો જોઈએ? ભોગીના તથા દરિદ્રના એ બંનેના દેહ સરખા જ છે; કારણ કે તેઓ ઘડપણના સમયમાં ઘરડા થાય છે અને મરવાના સમયમાં મરી જાય છે. આમ જેને ગુણ—અવગુણનું જ્ઞાન નથી, તેવા

* ચામડીમાં પડતી કરચલી.

દેહને શા માટે પાળવો જોઈએ? આ કાયારૂપી કાચબો કોઈ રીતે બહાર નીકળવાનો યત્ન નહિ કરતાં સંસારરૂપી સમુદ્રની અંદર તૃષ્ણારૂપી ખાડામાં મૂઢ બનીને ગુપચૂપ રહ્યા કરે છે. બાળવાના કામને જ લાયક એવાં શરીરરૂપી ઘણાં ઘણાં લાકડાંઓ આ સંસારરૂપી સમુદ્રમાં તણાયા કરે છે અને તેમાં કેટલાંક લાકડાં 'મનુષ્ય' નામે કહેવાય છે. આ દેહરૂપી લતા, લાંબા દુરાત્મા-પણારૂપી ગૂંચળાંવાળી છે અને નાશ પામ્યા પછી અધોગતિરૂપ ફળને આપનારી છે. વિવેકીને તેનું કશું જ પ્રયોજન નથી. કાદવથી ભરેલાં વિષયોરૂપી ખાબોચિયાંમાં ડૂબ્યા કરતો અને તરત જ ઘરડો થઈ જતો આ દેહરૂપી દેડકો કેવો છે અને કેવી કેવી દુર્દશાઓ ભોગવીને તુરત જતો રહેશે એ જાણવામાં આવતું નથી. જેમની સઘળી ક્રિયાઓ નિષ્ફળ છે, તેવાં અને ચપળ પ્રાણવાળા શરીરો ધૂળ ભેગાં મળી જાય છે; તે અહીં કોઈના જોવામાં આવતાં નથી. હે ભગવન્! વાયુ, દીવો તથા મન જાય છે અને આવે છે તેની ગતિ જાણવામાં આવે છે; પણ શરીર જાય છે અને આવે છે તેની ગતિ તો કદી જાણવામાં આવતી નથી. જે લોકો મોહરૂપી મદિરાથી ઉન્મત્ત થઈને શરીર અને જગતની સ્થિતિ ઉપર વિશ્વાસ રાખે છે, તેને વારંવાર ધિક્કાર હો! હે મુનિ! 'હું દેહ નથી, હું દેહનો નથી અને દેહ મારો નથી' એવી સમજણથી જેમનાં ચિત્ત વિશ્રાંતિ પામ્યાં છે, તેઓ પુરુષો-માં ઉત્તમ છે. અનેક માનઅપમાનથી ભરેલા અનેક કલ્પિત લાભોમાં મનને રમાડી રહેલા નીચ વિચારો શરીર ઉપર જ વિશ્વાસ રાખી બેઠેલા માણસને મારે છે. શરીરરૂપી ખાડમાં રહેનારી અને કોમળ અંગોવાળી અહંકારની ચમત્કૃતિ( ભોગ આદિની તૃષ્ણા )રૂપ પિશા-ચણીએ અમને છળથી છેતર્યા છે. હાય! કાયામાં વિશ્વાસ બંધાવનારી આ મિથ્યા જ્ઞાનરૂપ દુષ્ટ રાક્ષસીએ બિચારી ( એકલી વિવેકી આદિની સહાય વગરની ) બુદ્ધિને સઘળી રીતે ઠગી છે. આ દૃશ્ય જગતમાં કશું જ સાચું નથી. તેમાંનું આ અભાગિયું શરીર લોકોને ઠગે છે એ આશ્ચર્ય છે. આ કાયારૂપી જૂનું પાંદડું ઝરણાના પાણીની કણી પેઠે થોડાક દિવસમાં વિનાયત્ને ખરી જાય છે. પરપોટા જેમ સમુદ્રમાં આવીને જોતજોતામાં નાશ પામે છે, તેમ આ કાયા પણ ઉત્પન્ન થઈને પલકવારમાં નાશ પામે છે. આ નિષ્ફળ શરીર સંસાર સંબંધી અનેક કાર્યોરૂપી પાણીની ચકરીઓમાં વ્યર્થ ઘૂમરીઓ ખાયા કરે છે. હે દ્વિજ! અજ્ઞાનના વિકારરૂપ અને સ્વપ્ન જેવી ભ્રાંતિઓના આધારરૂપ આ અવશ્ય નાશ પામનારા દેહમાં મને ક્ષણભર પણ આસ્થા નથી. જેને વીજળીઓમાં, શરદઋતુનાં વાદળાંમાં અને ગંધર્વનગરોમાં સ્થિરતાનો ભરોસો બેઠો હોય તે ભલે દેહને વિષે સ્થિરતાનો વિશ્વાસ રાખે. વિનાશ પામવાની ઉતાવળમાં જાણે એકબીજાની સ્પર્ધાથી અધિક અધિક થવાને ધારતા નાશવંત પદાર્થોની પરંપરામાં વિજય મેળવનારા અને પ્રબળ દોષોથી ભરેલા આ કલેવરને તરણા જેવું તુચ્છ સમજીને હું સુખી રહું છું. ૧—૬૨

**सततभङ्गुरकार्यपरंपराविजयि जातजयं हठ-वृत्तिषु । प्रबलदोषमिदं तु कलेवरं तृणमिवाऽह-मपोह्य सुखं स्थितः ॥ ६२ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'દેહનિંદા'* નામનો સર્ગ ૧૮ મો સમાપ્ત

# સર્ગ ૧૯ મો×

## બાલ્યાવસ્થાની નિંદા

**રામ उवाच**

**लब्ध्वापि तरलाकारे कार्यभारतरंगिणि । संसारसागरे जन्म बाल्यं दुःखाय केवलम् ॥ १ ॥**

રામ બોલ્યા: ચંચળ સ્વભાવવાળા અને

* શરીરમાં જ્યાં સુધી અહંતા--મમતા હોય, ત્યાં સુધી મનુષ્ય પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણવા સમર્થ થતો નથી; માટે તે અહંતા—મમતાનો ત્યાગ કરવા આ સર્ગમાં વિવિધ પ્રકારે ઉપદેશ કર્યો છે.

× આ ઓગણીસમા સર્ગમાં બાલ્યાવસ્થા, જે બહુ જ અધમ છે તેની નિંદા કરવામાં આવશે.

કામક્રાજના અભિનિવેશોરૂપી અનેક તરંગોવાળા આ સંસારરૂપી સમુદ્રમાં મનુષ્યજન્મ મળ્યા છતાં પણ બાલ્યાવસ્થા કેવળ દુઃખને જ દેનારી છે. અશક્તિ, આપદાઓ, ખાવા આદિની તૃષ્ણા, મૂંગાપણું, મૂઢપણું, લાલચુપણું, ચપળપણું અને જોઈતી વસ્તુ ન મળે તો દીનપણું, એ સઘળું બાલ્યાવસ્થામાં થાય છે. જેમ ખીલો હાથીઓને સાંકળમાં બાંધવાના સ્થાનરૂપ છે, તેમ બાલ્યાવસ્થા માણસોને રોષ તથા રોવાથી ત્રાસદાયી અને દીનતાભરેલી દુર્દશાઓમાં બાંધવાનાં સ્થાનરૂપ છે. બાલ્યાવસ્થામાં જેવી ચિંતાઓ હૃદયને પીડે છે, તેવી ચિંતાઓ મરણના સમયમાં, જરા તથા રોગના સમયમાં, આપત્કાલમાં કે યૌવનાવસ્થામાં પણ હૃદયને પીડતી નથી. પશુજાતિની ખાવાપીવા આદિની રીતભાતોને સર્વે લોકોએ ધિક્કારી છે, તો એ પ્રમાણે બાળકની ચપળ રીતભાત પણ ધિક્કારને પાત્ર છે અને તે મરણ કરતાં પણ વધારે દુઃખદાયી છે. જેમાં પ્રતિબિંબની જેમ ઘોર અજ્ઞાન છે, મન અવ્યવસ્થિત રહે છે અને જે અનેક પ્રકારના સંકલ્પો થવાને લીધે તુચ્છતાભર્યું છે, તે બાળકપણુ કોને સુખદાયી થાય? બાલ્યાવસ્થામાં પગલે પગલે જળ, અગ્નિ અને વાયુ આદિથી દુઃખો થવાનું ધારીને અજ્ઞાનથી જે ભય ઉત્પન્ન થાય છે, તેવો ભય આપત્કાલમાં પણ બીજા કોઈને થતો નથી. રમતોમાં, નીચ વિલાસોમાં, નીચ ચેષ્ટાઓમાં અને નીચ અભિપ્રાયોમાં ઝડપથી પડતો બાળક એમાં સારપણાની મોટી ભ્રાંતિ ધરે છે, નિષ્ફળ કર્મોમાં પણ કૌતુકથી મોટા આરંભ કરનારી, દુષ્ટ, વિલાસોથી ભરેલી અને અધમ સ્થિતિવાળી બાલ્યાવસ્થા માણસને એક જાતની શિક્ષા ભોગવવા સારુ જ છે, શાંતિ માટે જેમ ઊંડા ખાડામાં ઘુવડો ભરાઈ રહે છે, તેમ બાલ્યાવસ્થામાં સઘળા દોષો, દુરાચારો અને કોઈ રીતે ન મટે એવી દુષ્ટ ચિંતાઓ ભરાઈ રહે છે. હે મુનિ— જે લોકો 'બાલ્યાવસ્થા રમણીય છે' એવી કલ્પના કરે છે, તેમની બુદ્ધિ વ્યર્થ છે. મરી ગયેલી બુદ્ધિવાળા એ મૂરખાઓને ધિક્કાર જ હો! જેમાં ઝોલા જેવું મન ક્ષણે ક્ષણે જુદી જુદી વૃત્તિઓમાં હીંચકા ખાય છે અને એથી જે ત્રૈલોક્યમાં સર્વ કરતાં ભૂંડી છે, તે બાલ્યાવસ્થા કેમ સંતોષ આપે? હે મુનિ! સઘળાં પ્રાણીઓનું મન સઘળી અવસ્થાઓ કરતાં બાલ્યાવસ્થામાં દશગણું ચંચળ હોય છે. મન સ્વાભાવિક રીતે ચંચળ છે અને બાલ્યાવસ્થા પણ મહાચંચળતાથી ભરેલી છે; તો એ બંને ચંચળ પદાર્થ ભેગા થતાં તેમાંથી કેવો અનર્થ ઉત્પન્ન થાય અને તે અનર્થમાંથી રક્ષક પણ કોણ થાય? હે બ્રહ્મન્! સ્ત્રીઓનાં નેત્રો, વીજળીઓ, જ્વાલાઓના સમૂહો અને જળના તરંગોએ બાલ્યાવસ્થાથી દબાયેલા ચિત્તની પાસેથી જ ચપળતાનો અભ્યાસ કર્યો જણાય છે. ચપળસ્વભાવવાળું બાળકપણું તથા મન એ બંને નાશવંત છે અને સઘળી રીતભાતોમાં જાણે એકબીજાના ભાઈઓ હોય એમ જણાય છે. જેમ બીજાં માણસો ધનવાનના આધારથી જ વર્તે છે, તેમ સઘળાં દુઃખદાયી દુર્વ્યસનો, સઘળા દોષો અને સઘળી અધમ ચિંતાઓ પણ બાળકના આધારથી જ વર્તે છે. બાળકને જો નિત્ય નવો નવો પ્રીતિદાયી પદાર્થ ન મળે, તો તે ઝેર જેવા અસહ્ય ચિત્તવિકારથી મૂર્છા પામી જાય છે. કૂતરાની પેઠે બાળક બટકું મળ્યે વશ થઈ જાય છે, બટકું ન મળ્યે ચિડાઈ જાય છે અને ગંદામાં જ રમ્યા કરે છે. ધગી રહેલી અને વરસાદના પહેલા છાંટાથી છંટાઈ ગયેલી ધરતીની પેઠે બાળક પણ નિરંતર બાષ્પ(બાફ અને આંસુ)થી ઘેરાયેલા મુખવાળો રહે છે, કાદવથી ખરડાયેલો રહે છે અને અંદર જડ જ રહે છે. ભય તથા આહારમાં તત્પર, રાંક બુદ્ધિ તથા શરીરની ચપળતાવાળી અને પાસેના તથા દૂરના પદાર્થોની ઈચ્છાવાળી એ બાલ્યાવસ્થા કેવળ દુઃખ ભોગવવા માટે જ ધરવામાં આવે છે. નિર્બળ બાળકને પોતે ઈચ્છેલા પદાર્થો મળતા નથી, ત્યારે તે મનમાં તપી જાય છે અને જાણે પોતે કપાઈ ગયો હોય એવું

દિલમાં દુ:ખ પામે છે. હે મુનિ! અવળા મનોરથોથી પ્રાપ્ત થયેલાં અને ઘણા ઘણા ઠગવાના ઉપાયો થવાથી ક્રૂરતા ભરેલાં જે દુ:ખો બાળકને થાય છે, તે દુ:ખો કોઈને પણ થતાં નથી. જેમ વનની ભૂમિ ગ્રીષ્મઋતુથી નિરંતર તપે છે, તેમ બાળકો મનોરથોમાં વિલસતા પોતાના બળવાન મનથી નિરંતર તપે છે. બાળક જ્યારે નિશાળમાં રહે છે, ત્યારે ખીલામાં બંધાયેલા હાથીની પેઠે તે ઝેર કરતાં પણ વધારે વિષમ અને ભયંકર એવી બીજી પીડાઓ પામે છે. અનેક મનોરથોથી ભરેલી અને ખોટી વસ્તુઓમાં સાચાપણાની કલ્પના કરનારી તુચ્છ મનવાળી બાલ્યાવસ્થા બહુ જ લાંબા દુ:ખ સારુ જ છે. જે મૂર્ખતા વડે મનુષ્ય ત્રૈલોક્યનું રાજ્ય ભોગવવાનો ઉત્સાહ ધરાવે છે અને જેને લીધે તે આકાશમાંથી ચંદ્રને પકડવાનું મન કરે છે, તે મૂર્ખતા સુખદાયી થાય જ કેવી રીતે? હે મહાબુદ્ધિમાન! અંદર દુ:ખોને જાણતાં છતાં પણ બાળક ટાઢ—તડકા આદિનું નિવારણ કરવામાં અશક્ત છે; તેબ ાળકમાં અને ઝાડમાં શો ફરક છે? ભૂખમાં, ભયમાં તથા આહારમાં નિરંતર તત્પર રહેનારાં બાળકો પક્ષીઓના જેવી રીતભાતવાળાં છે. પક્ષીઓ જેમ પાંખોથી ઊડવા ઇચ્છે છે, તેમ તેઓ પોતાના હાથોથી ઊડવાની ઇચ્છા કરે છે. બાળકપણામાં ગુરુની, માતાની, પિતાની, લોકોની અને પોતાનાથી મોટા છોકરાઓની પણ બીક રહે છે; માટે બાળકપણું ભયોનું ઘર જ છે. હે મહામુનિ! દોષોની સઘળી દશાઓથી દૂષિત થયેલા અંતઃકરણવાળું અને અવિવેકરૂપી નિરંકુશ ગૃહસ્થના ઘરરૂપ એ બાળકપણું આ સંસારમાં કોઈને પણ સુખ આપી શકનારું નથી. ૧—૩૧

**सकलदोषदशाविहताशयं शरणमप्यविवेकविलासिनः। इह न कस्यचिदेव महामुने भवति बाल्यमलं परितुष्टये ॥ ३१ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ‘વૈરાગ્યપ્રકરણનો ‘બાલ્યજુગુપ્સા*’ નામનો સર્ગ ૧૯ મો સમાપ્ત

* શરીરની બાલ્યાવસ્થા કોઈ પણ પ્રકારે વાસ્તવિક સુખવાળી નથી; માટે તેમાં રાગ રાખવો ઉચિત નથી એમ આ સર્ગથી સમજાવ્યું છે.

# સર્ગ ૨૦ મો÷

## યૌવનનિંદા

राम उवाच

**बाल्यानर्थमथ त्यक्त्वा पुमानभिहताशयः।**
**आरोहति निपाताय यौवनं संभ्रमेण तु ॥ १ ॥**

શ્રીરામ બોલ્યા: પછી બાલ્યાવસ્થારૂપ અનર્થને છોડી ભોગના ઉત્સાહથી દૂષિત થયેલા મનવાળો પુરુષ છેવટે નરકમાં પડવાને વાસ્તે જ યૌવનની દશા ઉપર ચડે છે. યૌવનમાં અનંત ચેષ્ટાઓવાળા પોતાના ચપળ ચિત્તની રાગદ્વેષ આદિ અનેક વૃત્તિઓનો અનુભવ કરતો મૂર્ખ પુરુષ એક દુ:ખમાંથી બીજા દુ:ખમાં પડે છે. ચિત્તારૂપી ગુફામાં રહેલો અને અનેક પ્રકારના સંભ્રમો કરાવનારો કામદેવરૂપી પિશાચ યુવાનને પરવશ કરીને બળાત્કારે દબાવે છે. જેમ ધરતીમાં ગુપ્ત રહેલા ભંડારને જોવા સારુ બાળકોના હાથમાં આપેલું અંજન તેમનાં નેત્રોની પ્રભાઓને સ્વતંત્રતા અને બહુ ગતિ આપે છે, તેમ યુવાનીમાં પરવશ થયેલું ચિત્ત સ્ત્રીઓની પેઠે ચપળ સ્થિતિવાળી ચિંતાઓને સ્વતંત્રતા અને બહુ ગતિ આપે છે. હે મુનિ! યૌવનમાં તે અવસ્થાએ જ વધારેલા અને સ્ત્રી (સ્ત્રીના પ્રસંગમાં પુરુષ) તથા જુગાર આદિ વ્યસનોને ઉત્પન્ન કરનારા રાગ તથા લોભ આદિ પ્રસિદ્ધ દોષો પોતામય જ થયેલા અને ચિંતા આદિથી ઘેરાયેલા ચિત્તવાળા પુરુષને દુ:ખી કરી નાખે છે. જે લોકો મહાન નરકના બીજરૂપ અને નિરંતર સંભ્રમ આપનારા યૌવનથી પરવશ થતા નથી, તે લોકો બીજા કોઈથી પરવશ થતા નથી. જે પુરુષ અનેક પ્રકારના રસો (અભિલાષો અને જળો)થી થી ભરેલી અને વિચિત્ર વૃત્તાંતોના સમૂહવાળી આ યૌવનરૂપી ભયંકર વનભૂમિનો (નીચ કામ કર્યા વિના) પાર પામે છે, તે જ ધીર કહેવાય

÷ આ વીસમા સર્ગમાં અનેક દોષોવાળા યૌવનની નિંદા કરવામાં આવશે.

છે. આ મંગલરૂપ યૌવન વીજળીના પ્રકાશની પેઠે પળવાર રહેનારું છે અને અતિ ચંચળ મેઘની જેમ ગર્જનાઓથી (ગાજવાથી અને અભિમાનનાં વચનોથી) ભરેલું છે. મને તે ગમતું નથી. આ યૌવન મદિરાના વિલાસની પેઠે મધુર છે, પ્રિય લાગે એવું છે, તીખું છે, પરિણામે દુષ્ટ છે અને સઘળા દોષોના શિરોમણિરૂપ છે. મને તે ગમતું નથી. આ યૌવન સ્વપ્નમાં થયેલા સ્ત્રીના સમાગમ પેઠે અસત્ય છે, સત્ય જેવું લાગે છે અને થોડીવારમાં ઠગીને જતું રહેનારું છે. મને તે ગમતું નથી. આ યૌવન ગંધર્વનગરની પેઠે ક્ષણિક પદાર્થોમાં અગ્રેસર છે અને ક્ષણમાત્રમાં સઘળાં માણસોનાં મનને હરનારું છે. મને તે ગમતું નથી. છૂટેલા બાણને નિશાન પર પડતાં જેટલી વાર લાગે તેટલી જ વાર સુધી સુખ દેનારું, દુઃખમય જણાતું અને નિરંતર બળતરા કરાવનારું આ યૌવન મને ગમતું નથી. આ યૌવન વેશ્યાના સમાગમની પેઠે ઉપરથી જ રમણીય છે અને અંદર સદ્‌ભાવ વગરનું છે. મને તે ગમતું નથી. જેમ પ્રલયકાળમાં મોટા મોટા ઉત્પાતો દેખાવ દે છે, તેમ સર્વને દુઃખ દેનારા સૌ કોઈ સમારંભો આ યુવાનીના સમયમાં જ દેખાવ દે છે. ભગવાન સદાશિવ ભયંકર આકૃતિવાળા છે, તોપણ હૃદયમાં અંધારું કરી દેનારી યૌવનમાં થતી અજ્ઞાનરૂપી રાત્રિથી ભય પામે છે. (તેથી તે જ્ઞાનરૂપ ચંદ્રને ધરી રહ્યા છે.) આ યૌવન સંબંધી મોહ શુભ આચારને અત્યંત ભુલાવનારી અને બુદ્ધિને ભ્રંશ કરનારી મહાભ્રાંતિને ઉત્પન્ન કરે છે. યૌવનમાં પુરુષ (વા સ્ત્રી) હૃદયમાં સ્ત્રી (વા પુરુષ)ના વિયોગથી ઉત્પન્ન થયેલા અસહ્ય શોકરૂપી અગ્નિથી જેમ ઝાડ દાવાનળથી બળે છે તેમ મનુષ્ય યૌવન-અવસ્થામાં કાંતાના વિયોગથી થયેલા અસહ્ય શોકાગ્નિથી બળે છે. બુદ્ધિ નિર્મળ હોય, વિશાળ હોય અને પવિત્ર હોય, તોપણ તે વર્ષાઋતુની નદીની જેમ યૌવનના સમયમાં મેલી થઈ જાય છે. કદાચ ઘાટા કલ્લોલવાળી ભયંકર નદીને ઓળંગી શકાય, પણ યુવાનીમાં ચપળ થયેલી અને તૃષ્ણાથી ઇન્દ્રિયોને ચપળ કરનારી ચિત્તની વૃત્તિને તો ઓળંગી શકાતી નથી. 'પેલી સ્ત્રી, એનાં પેલાં પુષ્ટ સ્તન, પેલા વિલાસો અને પેલું સુંદર મોં, એવી એવી ચિંતાઓથી યુવાનીમાં પુરુષનું મન જાજરું થઈ જાય છે. (સ્ત્રીનું મન પુરુષના રૂપાદિની ચિંતાઓથી જાજરું થઈ જાય છે.) કપાઈ ગયેલા જૂના ખડના તણખલાને જેમ કોઈ ગણનામાં લેતું નથી, તેમ સત્પુરુષો યુવાનીની ચંચળ તૃષ્ણાઓથી પીડાયેલા પુરુષને ગણનામાં લેતા નથી. મદથી ઘેરાયેલા અને દોષરૂપી મોતીને ધરનારા અભિમાનરૂપી મહાગજને યૌવન એ નિરંતર બંધાઈ રહેવાનો નાશકારી એક ખીલો છે. યૌવન એ એક મનરૂપી મોટાં મૂળવાળાં તથા દોષરૂપી સર્પોને ધારણ કરનારાં, રોષભર્યાં રોદનરૂપ વૃક્ષોનું વન છે. સમજો કે, યૌવન એ એક સુખના લેશોરૂપી કેસરાઓની ભીડવાળું અને દુષ્ટ કલ્પનાઓરૂપી પાંખડીઓથી ઘેરાયેલું, નીચ ચિંતાઓરૂપી ભ્રમરોનું એક કમળ છે. કરેલાં તથા નહિ કરેલાં લૌકિક કાર્યોરૂપી પાંખોવાળાં અને હૃદયરૂપ તળાવના તીરે ફરનારાં આધિવ્યાધિરૂપ પક્ષીઓનો યૌવન એક માળો છે. નવયૌવન એ એક જડ, અસંખ્ય અને ઊછળતા વિકલ્પોરૂપી કલ્લોલોનો નિર્મર્યાદ મહાસમુદ્ર છે. રજ= અને તમ* ને વ્યાપ્ત કરનારો યૌવનરૂપી વિષમ પવન ઘણા પ્રયત્નોથી સિદ્ધ થયેલા સઘળા ગુણોની× સ્થિતિને ટાળી નાખવામાં સમર્થ છે. યૌવનરૂપી લૂખા રજકણો મુખની કાંતિ બગાડી નાખે છે. પોતાની સાથે રહેલા ઇન્દ્રિયોના વિલાસરૂપી ચપળ કચરાઓથી અસહ્ય થઈ પડે છે અને બહુ જ ઊંચે ચડી જાય છે. મનુષ્યોને પ્રાપ્ત થયેલો પાપોની સંપત્તિઓના વિલાસરૂપી યૌવનનો ઉલ્લાસ દોષોનો સમૂહ જાગ્રત કરે છે અને સદ્‌ગુણોની પંક્તિને છેદી નાખે છે. રજોગુણરૂપી પરાગને† લીધે શરીર-

= ધૂળ અને રજોગુણ. * અંધકાર અને તમોગુણ.
× સદ્‌ગુણો અને કરોળિયાનાં જાળાં.
† ફૂલની રજ.

રૂપી કમળમાં જ ફર્યા કરતી બુદ્ધિરૂપ ચંચળ ભમરીને આ નવયૌવનરૂપી ચંદ્રમા શરીરરૂપી કમળમાં જ બાંધીને મૂઝવી દે છે. શરીરરૂપી કુંજમાં ઉત્પન્ન થયેલી અને બહુ જ વૃદ્ધિ પામેલી યૌવનરૂપી રમણીય લતા પોતાનામાં લાગેલ મનરૂપી ભ્રમરને મદયુક્ત કરી દે છે. શરીરરૂપી નિર્જળ ભૂમિમાં કામનારૂપી તાપથી યૌવનરૂપી ઝાંઝવાનાં પાણી દેખાય છે. તે તરફ દોડયાં જતાં મનરૂપી હરિણો વિષયરૂપી ખાડામાં પડી જાય છે. યુવાની શરીરરૂપી રાત્રિની ચાંદની છે, ચિત્તરૂપી સિંહની કેશવાળી છે અને જીવિતરૂપી સમુદ્રની લહર છે. હું તેથી સુખ પામતો નથી. યુવાનીરૂપી શરદઋતુ દેહરૂપી જંગલમાં થોડાક દિવસ ફળ દેખાડે છે, તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. ચિંતામણિ જેમ અભાગી માણસના હાથમાંથી તરત જતો રહે છે, તેમ યૌવનરૂપી પક્ષી શરીરરૂપી વૃક્ષમાંથી તુરત ઊડી જાય છે. યૌવન જ્યારે જ્યારે ભારે ઊંચી સ્થિતિ પર ચડે છે, ત્યારે ત્યારે સંતાપ અને મનોરથો ભારે વૃદ્ધિ પામે છે અને તેથી મનુષ્યોનો કેવળ નાશ જ થાય છે. આ યુવાનીરૂપ રાત્રિ જ્યાં સુધી સમૂળગી મટી ગઈ નથી, ત્યાં સુધી જ રાગ અને દ્વેષરૂપી પિશાચણીઓ વિશેષે કરીને ફર્યા કરે છે. અનેક પ્રકારના વિકારોથી વ્યાપ્ત થયેલું અને ક્ષણમાત્રમાં નાશ પામનારું આ બિચારું યૌવન મરવા પડેલા પુત્ર જેવું છે. તેનો તો શોક કરવો જ ઘટે છે. જે પુરુષ આ ક્ષણભંગુર યુવાનીથી અજ્ઞાનને લીધે રાજી થાય છે, તે મહામૂઢને નરપશુ જ સમજવો જોઈએ. અજ્ઞાન અને અભિમાનથી જ પુરુષ મહોન્મત્ત યૌવનને સારરૂપ સમજીને તેમાં આસક્ત થાય છે, તે દુર્બુદ્ધિ પુરુષને થોડા દિવસમાં જ પસ્તાવો કરવાનો આવે છે. હે મહાત્મા! જેઓ યૌવનરૂપી સંકટમાંથી સહેજે પાર ઊતરી જાય છે, તેઓ જ પૃથ્વીમાં પૂજ્ય છે, તેઓ જ મહાત્માઓ છે અને તેઓ જ સાચા પુરુષો છે. કદાચ મોટા મોટા મગરોની ખાણરૂપ એવા સમુદ્રને સુખથી તરી શકાય, પણ રાગદ્વેષાદિ કલ્લોલોના બળથી છલકાતા અને દોષોથી ભરેલા અભાગિયા યૌવનને સુખથી તરી શકાય નહિ. હે મુનીશ્વર! જેમ આકાશમાં સુંદર વૃક્ષોથી શોભી રહેલું દેવતાઓના, દયાથી પ્રસંગવાળું, દયાથી દીપતું અને ફળ—પુષ્પાદિકની સંપત્તિવાળું ઉપવન જગતની અંદર બહુ જ દુર્લભ છે, તેમ આ મનુષ્યજન્મમાં પણ વિનયોથી શોભી રહેલું, મહાત્માઓના પ્રસંગવાળું દયાથી દીપતું અને સદ્‌ગુણોની સંપત્તિવાળું સુયૌવન પણ બહુ જ દુર્લભ છે.+ ૧—૪૩

**विनयभूषितमार्यजनास्पदं करुणयोज्ज्वलमावलितं गुणः। इह हि दुर्लभमङ्ग सुयौवनं जगति काननमम्बरगं यथा ॥ ४३ ॥**

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'યૌવનગર્હા' નામનો સર્ગ ૨૦ મો સમાપ્ત

# સર્ગ ૨૧ મો*

## સ્ત્રીના શરીરની નિંદા

राम उवाच

**मांसपाञ्चालिकायास्तु यन्त्रलोलेऽङ्गपञ्जरे। स्नाय्वस्थिग्रन्थिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥ १ ॥**

રામ બોલ્યા: નસો અને હાડકાંની ગૂંથણીથી શોભનારી માંસની પૂતળીરૂપ અને યંત્રની પેઠે હાલ્યા કરતા સ્ત્રીના શરીરરૂપી પાંજરામાં તે શું સોહામણું છે? ચામડી, માંસ, લોહી અને પાણીને જુદાં પાડીને સ્ત્રીનાં નેત્રોને જુઓ તો ખરા; તેમાં રમણીય પદાર્થ કયો રહે છે? અને છતાં તે ઉપર શા માટે ફોગટનો મોહ કરીએ? સ્ત્રીનું આ શરીર બહાર કેશથી અને અંદર લોહીથી ભરેલું છે. એ અત્યંત બીભત્સ શરીરનું વિવેકીને શું પ્રયોજન છે? હે મુનિ! સર્વ પ્રાણીઓનાં જે અંગોને વસ્ત્રોથી અને ચંદન આદિનાં

+ એવી રીતે જ યુવાન પુરુષે કે યુવાન સ્ત્રીએ પોતાનું યૌવન વ્યતીત કરવું જોઈએ.

* આ એકવીસમા સર્ગમાં સ્ત્રીના શરીરની નિંદા કરવામાં આવશે.

લેપનોથી વારંવાર લાડ લડાવવામાં આવે છે, તે અંગોને અંતે તો માંસ ખાનારાં ગરંજ અને શિયાળવાં આદિ પશુઓ ફાડી જ ખાય છે. સ્ત્રીનાં જે સ્તનો ઉપર મેરુ પર્વતના શિખર ઉપરથી પડતા ગંગાજળના પ્રવાહ જેવી મોતીના હારોની હલક જોવામાં આવી હોય છે, તે જ સ્તનોને સમય પ્રાપ્ત થતાં કૂતરાંઓ સ્મશાનોના ભાગોમાં અન્નના ગોળાની પેઠે ચપોચપ ખાઈ જાય છે. લોહી, માંસ અને હાડકાંથી જ બનેલાં ઊંટનાં અંગોનાં વનમાં જે સંસ્કાર થાય છે, તે જ કામિનીનાં અંગોના પણ થાય છે. છતાં સ્ત્રી ઉપર આટઆટલો આગ્રહ આમ શા માટે હોય? હે મુનિ! સ્ત્રીનું અંગ કેવળ ઉપરથી જોતાં રમણીય છે એમ કલ્પવામાં આવે છે, પણ મને તો લાગે છે કે તે ઉપરથી પણ રમણીય નથી. કેવળ મોહને લીધે જ આ રમણીયપણું લાગે છે. મદિરા અને સ્ત્રી એ બંને મદ તથા મદનને લીધે ભારે ઉલ્લાસ આપનારાં છે અને અનેક વિકારોથી ભરેલાં છે. બંનેમાં ભેદ જ શો છે? હે મુનિ! સ્ત્રીઓરૂપી ખીલાઓમાં મદને લીધે સૂઈ ગયેલા પુરુષોરૂપ હાથીઓ શાંતિના વચનોરૂપી દૃઢ અંકુશો વાગવા છતાં જાગ્રત થતા નથી. પાપરૂપ અગ્નિની જ્વાળાઓરૂપ સ્ત્રીઓ કેશરૂપી કાજળ ધારણ કરે છે, સ્પર્શ કરવામાં અશક્ય છે ને આંખને પ્રિયકારી છે અને તેઓ પુરુષને ખડની પેઠે બાળી નાખે છે. ઉપરથી રસવાળી જણાતી છતાં વાસ્તવિક રીતે રસ વિનાની ( એટલે ઉપરથી સુંદર દેખાતી છતાં પરિણામે દારુણ ફળ આપનારી સ્ત્રીઓ છેટે સળગતા નરકરૂપ અગ્નિઓને પણ લાકડાંની પેઠે ઉત્તેજન આપે છે. ) સ્ત્રીરૂપ લાંબી રાત્રિ કે જેમાં ચોટલારૂપ અંધકાર ફેલાયો છે, ચળકતી આંખોરૂપ તારાઓ છે, મુખરૂપી પૂર્ણચંદ્રનું બિંબ છે, તેમાં હાસ્યરૂપ પુષ્પોના સમૂહનો ઉઘાડ છે. અને તેમાં પુરુષો ક્રીડા કરવામાં ચપળ થાય છે. તે અનેક કાર્યોનો વિઘાત કરનારી છે અને બુદ્ધિને અત્યંત મોહ ઉપજાવનારી છે. કાંતા એ વિષલતા છે. પુષ્પથી ( રજસ્વલાપણાથી અને ફૂલથી ) તે મનોહર તથા મધુર લાગે છે, હાથરૂપી પાંદડાંઓથી તે શોભે છે, આંખોના વિલાસરૂપ ભ્રમરોને તે ધારે છે, સ્તનરૂપી ગુચ્છોને તે ધારણ કરે છે, ફૂલના કેસરાઓને લીધે તે ગૌરાંગી છે અને માણસોને મારવામાં તે તત્પર રહે છે. તે લોકોને ઉન્મત્ત અને પરવશ કરી નાખે છે. ખોટા સત્કારરૂપ શ્વાસથી જાર પુરુષોરૂપી સર્પોનો વિનાશ કરવામાં ઉત્કંઠા ધરનારી એ સ્ત્રીરૂપ રીંછડી પુરુષરૂપ સર્પને બળાત્કારથી સુમાર્ગરૂપી રાફડામાંથી બહાર કાઢે છે.* કામદેવ નામના ભિલ્લે મૂઢ ચિત્તાવાળા પુરુષોરૂપી પક્ષીઓને બાંધી લેવા માટે આ સ્ત્રીરૂપી જાળ પાથરી છે. હે મહારાજ! સ્ત્રીરૂપી મોટા ખીલામાં રતિરૂપ સાંકળથી બંધાયેલો મનરૂપી મદગળ માતંગ મૂંગાની પેઠે ઊભો રહે છે. જન્મરૂપી ખાબોચિયામાં પડેલાં અને ધનરૂપી કાદવમાં લોટતાં પુરુષોરૂપી માછલાંઓ માટે નીચ વાસનારૂપ દોરીવાળી સ્ત્રીરૂપ એક કુંઢી( ગલ ) છે. ઘોડાર જેમ ઘોડાને, ખીલો જેમ હાથીને અને મંત્ર જેમ સર્પને બંધનકારક છે, તેમ સ્ત્રી પુરુષોને બંધન આપનારી છે. હે મુનિ! અનેક રસોવાળી આ બ્રહ્માંડરૂપી વિચિત્ર ભૂમિ અહીં સ્ત્રીના આશ્રયથી જ ભારે દૃઢ સ્થિતિ પામી છે. સઘળા દોષોરૂપી રત્નોના દૃઢ ડાબલારૂપ અને દુ:ખોની સાંકળરૂપ એ સ્ત્રીનું મારે કદી પણ કશું પ્રયોજન નથી. સ્ત્રીનાં સ્તન, નેત્ર, નિતંબ અને ભ્રમણ એ બધાં તુચ્છ છે અને માત્ર માંસરૂપી જ સારવાળાં છે; તેમને હું શું કરું? હે મુનિ! સ્ત્રીના શરીરમાં અહીં માંસ છે, અહીં લોહી છે, તો ત્યારે હાડકાં પણ છે. ગણ્યા દહાડામાં જ એ શરીર વીંખાઈ જાય છે. હે પિતા! સ્થૂલ બુદ્ધિવાળા પુરુષો જે પ્રિયાઓને બહુ લાડ લડાવે છે, તે જ પ્રિયાઓ પાછી અંગેઅંગ વીંખાઈ જઈને સ્મશાનમાં સૂએ છે. હે બ્રહ્મન્! સ્ત્રીઓનાં

* રીંછડી પોતાના ફૂંફાડાથી સર્પને રાફડામાંથી બહાર કાઢી ખાઈ જાય છે એ વાત પ્રસિદ્ધ છે.

જે મુખ ઉપર પતિએ અત્યંત સ્નેહપૂર્વક ચંદન આદિનાં ચિત્રો આલેખ્યાં હોય છે, તે જ મુખ પાછું જંગલમાં સુકાયા કરે છે. કંઈક દહાડે સ્ત્રીના કેશ મસાણમાં વૃક્ષો ઉપર ભૂખરા ચમરના વાળની જેમ લટક્યા કરે છે; અને તેનાં હાડકાં ટુકડે ટુકડા થઈને પૃથ્વી પરના ઝીણા ઝીણા તારાઓ જેવાં લાગે છે. સ્ત્રીનો પ્રાણરૂપી પવન આકાશમાં જતો રહે છે, તેની ચામડીને શિયાળવાં ખાઈ જાય છે, તેનું લોહી ધૂળથી સુકાઈ જાય છે અથવા તે લોહીને અનેક માંસાહારી પશુ—પક્ષીઓ પી જાય છે. હે લોકો! સ્ત્રીઓનાં અંગોની આ જે સ્થિતિ થોડા દિવસોમાં જ થનારી છે, તે મેં તમને કહી સંભળાવી. આમ છતાં તમે કેમ ભ્રાંતિને જ અનુસર્યા કરો છો? 'સ્ત્રી' નામનું આ ઓઠું પંચમહાભૂતોના સંઘાતથી બનેલું છે. બુદ્ધિમાન પુરુષ 'એમાં રસ છે,' એવી ભૂલથી તેના ઉપર કેમ દોડે છે? સ્ત્રીની ચિંતા વગડાઉ લતા જેવી છે. તે આસપાસની વિપત્તિઓરૂપી શાખાઓથી ઘાટી છે, શોક તથા તાપ આદિ કડવાં તથા ખાટાં ફળોવાળી છે અને દિવસે દિવસે ઊંચી જ વધતી રહી છે. ઘાટી તૃષ્ણાથી આંધળું અને વ્યાકુળ થયેલું ચિત્ત ટોળામાંથી છૂટા પડેલા મૃગની પેઠે 'ક્યાં જાઉં અને કેમ કરું' એવા પ્રકારની ચિંતાથી અત્યંત મૂઝાઈ જાય છે. વિંધ્યાચળમાં જેમ હાથી હાથિણીના લોભમાં લલચાઈને ખાડામાં સપડાઈ જાય છે, તેમ તરુણ પુરુષ તરુણ સ્ત્રીના લોભમાં લલચાઈ મહાન શોક પામે છે. જેને સ્ત્રી હોય છે તેને ભોગની ઈચ્છા રહે છે, પણ સ્ત્રી વગરનાને ભોગનું સ્થળ ક્યાં હોય? સ્ત્રીનો ત્યાગ કરવાથી જગતનો ત્યાગ થાય છે અને જગતનો ત્યાગ થવાથી સુખ સાંપડે છે. ભોગો તો માત્ર ઉપર ઉપરથી જ રમણીય લાગે છે. તેઓ બહુ જ દુસ્તર છે અને ભમરાઓની પાંખોના મૂળની પેઠે અત્યંત ચંચળ છે. હે બ્રહ્મન્ મરણ, રોગ અને ઘડપણ આદિની બીકને લીધે હું તેમને વિષે આસક્ત થતો નથી; હું તો શાંત રહું છું અને પ્રયત્નપૂર્વક પેરમ પદ પામવા માટે મનમાં ઉત્કંઠા રાખું છું. ૧–૩૬

**आपातमात्ररमणेषु सुदुस्तरेषु भोगेषु नाऽहमलिपक्षतिचञ्चलेषु। ब्रह्मन् रमे मरणरोगजरादिभीत्या शाम्याम्यहं परमुपैमि पदं प्रयत्नात्॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'સ્ત્રીજુગુપ્સા'* નામનો સર્ગ ૨૧ મો સમાપ્ત

# સર્ગ ૨૨ મો§

## વૃદ્ધપણાની નિંદા

राम उवाच

**अपर्याप्तं हि बालत्वं बलात्पिबति यौवनम्। यौवनं न जरा पश्चात्पश्य कर्कशतां मिथः॥१॥**

રામ બોલ્યા: બાલ્યાવસ્થાના રમત આદિના અભિલાષ હજી તો પૂરા થયા નથી, ત્યાં તો યૌવન તેને ગળી જાય છે. પછી યૌવનના પણ ભોગ ભોગવવાના અભિલાષ પૂરા ન થયા હોય ત્યાં જરાવસ્થા તેને ગળી જાય છે. જુઓ તો ખરા! આ અવસ્થાઓ પણ પરસ્પર કેવી ક્રૂરતા રાખે છે? જેમ વજ્ર જેવું હિમ કમળનો નાશ કરે છે, વાવંટોળ જેમ શરદૃઋતુના કમળનો નાશ કરે છે અને નદી જેમ કાંઠા ઉપરનાં વૃક્ષોનો નાશ કરે છે, તેમ વૃદ્ધાવસ્થા દેહનો નાશ કરે છે. જેમ ખાવામાં આવેલું ઝેર તરત દેહના રૂપને બગાડી નાખે છે, તેમ સઘળાં અંગોને જર્જરિત કરનારી અને ઘરડા રૂપવાળી જરાવસ્થા તરત દેહના રૂપને બગાડી નાખે છે. જરાવસ્થાથી જેનાં શરીર જીર્ણ થઈ ગયાં છે અને તેથી જેનાં સઘળાં અંગો શિથિલ તથા લાંબાં થઈ ગયાં હોય છે, તે પુરુષને સ્ત્રીઓ ઊંટ જેવો ગણે છે. સહજમાં દીનતા આપનારી

---

* મુમુક્ષુ પુરુષના હૃદયમાં અનાદિકાળથી રહેલી સ્ત્રી શરીરના રમણીયપણાની ભ્રાંતિ દૂર કરવા જેમ સ્ત્રીશરીરના દોષો દેખાડયા, તેમ મુમુક્ષુ સ્ત્રીએ પુરુષ-શરીરના રમણીયપણાની ભ્રાંતિ દૂર કરવા પુરુષ શરીરના દોષોને જોવા.

§ આ બાવીસમા સર્ગમાં ઘડપણની નિંદા કરવામાં આવશે.

જરાવસ્થા જ્યારે માણસને પકડી પાડે છે, ત્યારે શોકથી પરાભવ પામેલી સ્ત્રીની પેઠે બુદ્ધિ તે માણસને છોડીને નાસી જાય છે. દાસો, પુત્રો, સ્ત્રીઓ, બાંધવો તથા સંબંધીઓ જેમ ઘેલાં માણસની હાંસી કરે છે, તેમ તેઓ વૃદ્ધાવસ્થાએ ધ્રૂજાવેલા માણસની પણ હાંસી કરે છે. જોવા પણ ન ગમે એવા, ખળખળી ગયેલા, રાંકપણું પામેલા અને સદ્‌ગુણ તથા શકિતથી રહિત થયેલા વૃદ્ધ પુરુષરૂપી જીર્ણ ઝાડ ઉપર મહાન તૃષ્ણારૂપી ગીધપક્ષી આવીને બેસે છે. દીનતા આદિ દોષોથી ભરેલી, લાંબી, હૃદયમાં બળતરા આપનારી અને સઘળી આપત્તિઓની મુખ્ય સખી એવી એ તૃષ્ણા ઘડપણમાં વધે છે. 'હાય! હાય! હવે પરલોક માટે મારે શું કરવું?' એવી ચિંતાથી અત્યંત દારુણ અને જેનો ઉપાય બની શકે નહિ એવો ભય ઘડપણમાં વધે છે. 'હું રાંક કોણ માત્ર છું? હું શું કરું? હું કેવી રીતે કરું? હવે તો હું મૂંગો જ બેસી રહું' એવા પ્રકારની દીનતા ઘડપણમાં આવવા લાગે છે. 'મારાં સંબંધીઓ મને કેવી રીતે ખાવાનું આપશે? ક્યારે આપશે અને કેવુંક સ્વાદિષ્ટ આપશે?' એવી એવી ચિંતાઓથી આ વૃદ્ધાવસ્થા ઘરડા માણસના ચિત્તને બાળ્યા કરે છે. ઘડપણમાં ખાવાની તૃષ્ણા ઘણી જ વધે છે, પણ ખાઈ શકાતું નથી અને અશકતપણાને લીધે વૃદ્ધનું હૃદય બળ્યા કરે છે. જેમાં પોતે નિવાસ કર્યો છે તે દેહરૂપી વૃક્ષને મળમૂત્રાદિકથી બગાડનારી અને કાયારૂપી વૃક્ષને માથે બેઠેલી જરારૂપ બુઢ્ઢી બગલી રોગરૂપી સર્પોથી ઘેરાઈને ચીસો પાડે છે. ત્યાં તો મૂર્ચ્છારૂપી અંધકારને ઈચ્છનારો મૃત્યુરૂપી ઘુવડ ત્યાં ક્યાંકથી આવી પહોંચેલો જણાય છે. જેમ સાયંસંધ્યાને પ્રકટ થયેલી જોઈ અંધકાર તેની પછવાડે દોડયો આવે છે, તેમ શરીરમાં જરાને પ્રકટ થયેલી જોઈને મૃત્યુ તેની પછવાડે દોડયું આવે છે. હે મુનિ! દેહરૂપી ઝાડને વૃદ્ધાવસ્થારૂપી ફૂલ બેઠાં છે, એ દૂરથી પણ જોઈને મરણરૂપી વાંદરો તેના ઉપર વેગપૂર્વક તરાપ મારે છે. કદાચ ઉજ્જડ નગર પણ શોભે, કપાઈ ગયેલી લતાઓવાળું ઝાડ પણ શોભે અને વરસાદ વિનાનો દેશ પણ શોભે, પરંતુ જરાથી જર્જરિત થયેલો દેહ કદી શોભતો નથી. ઉધરસરૂપી રણકારા કરતી જરારૂપ ગીધ પંખણી માણસરૂપી માંસને ક્ષણમાત્રમાં ગળી જવા માટે તેના ઉપર ઝડપભેર તરાપ મારે છે. જેમ કોઈ નાની છોકરી કમળને જોતાં જ આતુર થઈને બે ઘડીમાં તેને માથેથી પકડીને ચીરી નાખે છે, તેમ વૃદ્ધાવસ્થા દેહને જોતાં જ આતુર બનીને જરા વારમાં તેને માથેથી પકડીને ચીરી નાખે છે. જેમ સિસકારા કરાવનારો અને ધૂળથી ખરડ થયેલો શિયાળાનો પવન ઝાડનાં પાંદડાંને જર્જરિત કરીને ફાડી નાખે છે, તેમ સિસકારા કરાવનારી અને રોગરૂપી ધૂળથી ખરડ થયેલી આ વૃદ્ધાવસ્થા શરીરને જર્જરિત કરી ફાડી નાખે છે. જરાની ઝપટથી જર્જરિત થયેલો દેહ હિમના સમૂહો પડવાથી કરમાઈ ગયેલા કમળ જેવો લાગે છે. જરારૂપ ચાંદની જ્યાં માથારૂપી પર્વત ઉપર ઉદય પામે છે, ત્યાં તે વાયુ અને ઉધરસરૂપ રાત્રિવિકાસી કમળોને પ્રફુલ્લિત કરી દે છે. માણસના માથારૂપ કોળાને પાકેલું અને જરારૂપી ખારથી ભૂખરું થયેલું જોઈને તેના પર સ્વામિત્વ ધરાવનારો કાળ તેને ખાઈ જાય છે. જ્યારે આયુષ્યરૂપી પ્રવાહ મહાવેગથી ચાલવા લાગે છે, ત્યારે જરારૂપી જાહ્નવી આ શરીરરૂપી કાંઠે રહેલાં વૃક્ષોનાં મૂળોને મહાઉદ્યોગપૂર્વક કાપવા માંડે છે. શરીરરૂપી માંસને ખાવા ઈચ્છતી જરારૂપી મહાઉદ્ધત બિલાડી વિષયરૂપી ખાડાને ખોદનારા યૌવનરૂપી ઉંદરને ખાઈ જાય છે અને અત્યંત આનંદમાં આવી જાય છે. આ દેહરૂપી જંગલમાં જરારૂપ શિયાળ ચીસો પાડે છે, ત્યારે જેવું ભૂંડું થાય છે તેવું ભૂંડું જગતમાં બીજા કોઈ પણ ઉત્પાતથી થતું નથી. ઉધરસ તથા શ્વાસરૂપ છિમછિમાટવાળી અને દુઃખરૂપી ધુમાડાથી મૂંઝવી દેનારી આ જરારૂપી જ્વાળા જેના શરીરમાં બળતી હોય તેને બળેલો જ સમજવો. હે પિતા!

જેનાં પાંદડાં ધોળાં થઈ ગયાં હોય છે એવી પાતળી ફૂલવેલ જેમ જીર્ણતાથી વાંકી વળી જાય છે, તેમ જેના અવયવો ફિક્કા પડી ગયા હોય છે, એવી માણસોની આ પાતળી દેહરૂપી વેલ ઘડપણથી વાંકી વળી જાય છે. હે મુનિ! મરણરૂપી માતંગ જરારૂપી કપૂરથી ધોળી થયેલી કાયારૂપી કેળવૃક્ષને તુરત ઉખેડી નાખે છે. હે મુનિ! મરણરૂપી રાજા આવવાને સજ્જ થાય છે, ત્યારે જરારૂપી ધોળા ચામરવાળી રોગો તથા ઉદ્વેગોની સેના આગળથી જ નીકળે છે. હે મુનિ! જુઓ, જેઓ કોઈ પણ શત્રુઓથી યુદ્ધમાં જિતાયા ન હોય અને પર્વતની ગુફામાં પેસી ગયા હોય, તેઓ પણ જરારૂપ બુઢ્ઢી રાક્ષસીથી થોડી વારમાં જિતાઈ જાય છે. જરારૂપી હિમ પડવાથી શરીરરૂપી ઘર વાંકું વળી જાય છે અને ઈન્દ્રિયરૂપી બાળકો તેમાં કાંઈ પણ ક્રિયા કરી શકતાં નથી. લાકડીરૂપ ત્રીજા પગવાળી અને વારંવાર ઠેસો ખાતી જરારૂપી બુઢ્ઢી વેશ્યા ઉધરસ અને અધોવાયુરૂપ મૃદંગ વાગતાં નાચ્યા કરે છે. આ સંસારરૂપી રાજાને વ્યવહાર કરવાના ગંધોથી* ભરેલી દેહરૂપી સભામાં માથા પર રહેલી જરારૂપી ચામરની શોભા ઝળકી રહે છે. હે મુનિ! જીવિતની આશારૂપ તળાવમાં રહેલું શરીરરૂપી નગર વૃદ્ધાવસ્થારૂપી ચંદ્રના ઉદયથી ધોળું થઈ જાય છે, એટલે તરત જ મરણરૂપી કુમુદ તેમાં ખીલી આવે છે. જરારૂપી કળીચૂનાના લીંપણથી ધોળા થયેલા શરીરરૂપી અંતઃપુરમાં અશકિત, પીડા અને આપદા એ ત્રણ રાણીઓ ઘણા સુખથી રહે છે. હે મુનિ! પ્રાણીઓનાં શરીરોમાં મરણના અગ્રણીરૂપ ઘડપણ અવશ્ય આવીને પોતાનો પ્રભાવ દેખાડે છે. એવા શરીરમાં મને મંદમતિવાળાને શો વિશ્વાસ આવે? હે પિતા ઘડપણ આવ્યા છતાં પણ જીવવું, એવો દુરાગ્રહ આ દુઃખમય જીવિતમાં રાખવો વ્યર્થ જ છે; કારણ કે જગતમાં કોઈથી પણ નહિ જિતાયેલી એ વૃદ્ધાવસ્થા માણસોના સઘળા મનોરથોને ધૂળધાણી કરી નાખે છે. ૧—૩૮

**किं तेन दुर्जीवितदुर्ग्रहेण जरागतेनाऽपि हि जीव्यते यत्। जरा जगत्यामजिता जनानां सर्वैषणास्ताश्च तिरस्करोति ॥३८॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'જરાજુગુપ્સા,'* નામનો સર્ગ ૨૨ મો સમાપ્ત

# સર્ગ ૨૩ મો÷

## કાળવર્ણન

राम उवाच

**विकल्पकल्पनानल्पजल्पितैरल्पबुद्धिभिः ।**
**भेदैरुद्धरतां नीतः संसारकुहरे भ्रमः ॥१॥**

રામ બોલ્યા: અનેક જાતના લાભોની કલ્પના સંબંધી ઘણી ઘણી વાતો કરનારા દેહાભિમાની લોકોએ શત્રુમિત્ર અને રાગદ્વેષ આદિ અનેક ભેદોથી આ બ્રહ્માંડના છિદ્રમાં ખોટી પકડને અત્યંત દૃઢ કરી મૂકી છે. જાળની પેઠે દૂરથી પણ ખેંચી લઈને બાંધી દેનારા વિષયોના પાંજરા જેવા આ દેહમાં વિવેકી પુરુષોને કેમ જ વિશ્વાસ આવે? એ તો બાળક જ અરીસામાં પ્રતિબિંબિત થયેલાં ફળને ખાવાની ઈચ્છા કરે. કેટલાકને આવા ક્ષુદ્ર સંસારમાં તુચ્છ સુખની આશા હોય છે; પણ કાળરૂપી ઉંદર તે આશારૂપી તંતુને અપશેષે કાતરી નાખે છે. વડવાનલ જેમ સમુદ્રને ગળી જાય છે તેમ આ સર્વભક્ષી કાળ આ જગતમાં જન્મ પામેલી એકેએક વસ્તુને ગળી જાય છે. કાળરૂપી ભયંકર મહેશ્વર એકસરખી રીતે આ સઘળા દૃશ્ય પદાર્થોની સ્થિતિનો કોળિયો કરી જવા માટે સજ્જ થઈ રહે છે. અનંત બ્રહ્માંડોને ગળી જનારો અને

* ચંદન આદિ સુગંધો અને અધોવાયુ આદિ દુર્ગંધો.

* વૃદ્ધાવસ્થામાં કાંઈ પણ પારમાર્થિક સાધનો સાધી શકવાનો પ્રાયશઃ સંભવ નથી, માટે વિવેકીએ ઉપર કહેલા દોષોવાળી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં પહેલાં જ પારમાર્થિક સાધનો સાધી લેવાં.

÷ આ ત્રેવીસમા સર્ગમાં સર્વ પ્રાણીઓની અનેક ક્રિયાઓને કરનારા કાળનું વર્ણન કરવામાં આવશે.

જગતમાં વ્યાપી રહેલો આ કાળરૂપી દેવ મોટા મોટા પુરુષોને તોડવામાં પણ ઘડીની ઢીલ કરતો નથી. વાસ્તવિક રીતે અલક્ષ્ય રૂપવાળો છતાં યુગ, સંવત્સર તથા કલ્પ આદિ રૂપોથી કાંઈક પ્રકટવા પામેલો એ કાળ સર્વ જગતને વશ કરીને રહ્યો છે. જેમ સર્પોને ગરુડ ગળી ગયો હતો, તેમ આ કાળ જેઓ રૂપવાળા હતા, જેઓ સારાં કામ કરનારા હતા અને જેઓ મેરુપર્વત સમાન ભારે હતા, તેમને પણ ગળી ગયો છે. નિર્દય, પથરા જેવો કઠિન, વાઘ જેવો ક્રૂર, કરવત જેવો કર્કશ, કંગાળ અને અધમ એવો આ કાળ, જેને ગળી જતો નથી એવી કોઈ વસ્તુ આજ સુધી થઈ નથી. સર્વને કોળિયારૂપ કરવામાંજ તત્પર થનારો આ બહુભક્ષી કાળ પર્વતોને પણ ખાઈ જાય છે. અને એમ અનંત બ્રહ્માંડોને ખાવા છતાં પણ તે ધરાતો નથી. નટની પેઠે અનેક રૂપો ધારણ કરીને આ કાળ સંસારરૂપી નાટકમાં તે તે વસ્તુઓનું હરણ કરે છે, તેમનો વિનાશ કરે છે, તેમની નવી ઉત્પત્તિ કરે છે, તેમને ખાઈ જાય છે અને તેમનું ઉચ્છેદન કરે છે. પોપટ જેમ દાડમનાં બીજોને ફોલી ફોલીને ખાઈ જાય છે, તેમ કાળ જગતમાં જુદા જુદા રહેલા પદાર્થોને વીંખી વીંખીને નિરંતર ખાયા કરે છે. વૃદ્ધિ પામેલા લોકોરૂપી કમળોના વનમાં રહેલો અને પાપ-પુણ્યરૂપી દંતૂશળની અણીઓથી પ્રાણીઓરૂપી પાંદડાંઓને છૂંદી નાખતો આ કાળરૂપી હાથી સર્વદા ગાજ્યા જ કરે છે. જેમનું મૂળ બ્રહ્મા છે અને મોટા દેવતાઓ ફળ છે, એવાં બ્રહ્માંડોરૂપી વૃક્ષોવાળા બ્રહ્મરૂપી વિશાળ વનમાં કાળ ચારે બાજુ વ્યાપીને રહેલો છે. રાત્રિઓરૂપી ભમરાવાળાં અને દિવસરૂપી ફૂલવાળાં વર્ષો, કલ્પો તથા તેમના અંતર્ગત કળારૂપ લતાઓની પૂર્ણ રચના કર્યા કરતો આ કાળરૂપી પુરુષ કદી પણ કાયર થતો નથી. હે મુનિ! આ ધુતારાઓના શિરોમણિરૂપ કાળ, ભેદતાં ભેદાતો નથી, બાળતાં બળતો નથી અને દેખાતાં છતાં પણ દેખાતો નથી. વિસ્તાર પામેલો આ કાળ ભારે ભારે મનોરથની પેઠે એક પલકારામાં કોઈ વસ્તુને એકદમ ઉત્પન્ન કરે છે અને કોઈ વસ્તુનો એકદમ નાશ કરી નાખે છે. કથોલી રીતભાતવાળી અને પ્રાણીઓનાં કષ્ટથી જ પુષ્ટ થતી પોતાની ચેષ્ટાથી આ કાળ દેહાદિકના અધ્યાસવાળા જીવોને સ્વર્ગ તથા નરક આદિમાં ફેરવ્યા કરે છે. પોતાનો સ્વભાવ કેવળ પેટ ભરવાનો જ હોવાથી એ કાળ ખડ, ધૂળ, ઈન્દ્ર, મેરુ, પાંદડાં અને સમુદ્ર વગેરે સઘળા પદાર્થોને ગળી જવા સારુ સજ્જ રહે છે. આ કાળમાં જ પૂરું ક્રૂરપણું છે, પૂરું લોભીપણું છે, પૂરું દુર્ભાગ્યપણું છે. અને પૂરું ચપળપણું છે. જેમ બાળક બે દડા ઉછાળી ઉછાળીને પોતાના આંગણામાં રમે છે, તેમ કાળ પણ જાણે પોતાની લીલાથી સૂર્ય તથા ચંદ્રને ઉછાળી ઉછાળીને આકાશમાં રમે છે. કલ્પ પૂરો થાય છે ત્યારે એ કાળરૂપી કાપાલિક સઘળાં પ્રાણીઓનો વિનાશ કરીને અને પગ સુધી તેમનાં હાડકાંની માળાઓ પહેરીને નાચ્યા કરે છે. પ્રલયકાળમાં નિરંકુશ આચરણવાળા એ કાળનાં અંગોમાંથી નીકળેલા પવનોને લીધે મેરુપર્વત આકાશમાં ભોજપત્રની પેઠે ઊડયા કરે છે. એ કાળ રુદ્ર થઈને પાછો ઈન્દ્ર, બ્રહ્મા, શુક્ર તથા કુબેરરૂપ થાય છે; અને વળી પાછો કોઈ રૂપ નહિ એવો થઈ જાય છે. જેમ સમુદ્ર પોતાનામાં ઊઠતા અને બેસી જતા તરંગોને રાત્રિદિવસ ધારણ કરે છે, તેમ કાળ પોતાનામાં નિરંતર ઉત્પન્ન થતી અને નિરંતર પ્રલય પામતી અનેક દેખાવવાળી સૃષ્ટિઓ ધારણ કરે છે. જેમ કોઈ માણસ વૃક્ષોમાંથી પાકાં ફળોને પાડયા કરે છે, તેમ કાળ મહાકલ્પોમાંથી પાકેલા દેવ તથા દૈત્યોના સમૂહોને પાડયા કરે છે. આ કાળ બ્રહ્માંડોરૂપી ફળોવાળું 'ઊંબરા'નું એક મહાવૃક્ષ છે. તે ફળો વારંવાર પડયા કરે છે અને તેમાં પ્રાણીઓરૂપી મચ્છરો ગણગણ્યાં કરે છે. પ્રાણીઓની ક્રિયારૂપ પ્રિયતમાની સાથે રહીને આ કાળ બ્રહ્મરૂપી ચાંદનીને લીધે પ્રફુલ્લિત

થયેલી જગતરૂપ કુમુદિનીથી પોતાના શરીરને વિનોદ કરાવે છે. જેમ મોટો પર્વત અનંત તથા અપાર બ્રહ્મરૂપી પાયાથી પોતાના ઊંચા શરીરને ટેકવીને રહે છે, તેમ કાળ પણ અનંત અને અપાર બ્રહ્મરૂપી પાયાથી પોતાના ઊંચા શરીરને ટેકવીને રહ્યો છે. આ કાળ કોઈ સ્થળે અંધારા જેવું કાળું કાર્ય કરે છે, કોઈ સ્થળે વિસ્તારવાળું ઊજળું કાર્ય કરે છે અને કોઈ સ્થળે એ બંનેથી જુદા જ સ્વભાવવાળું કાર્ય કર્યા કરે છે. જેમ માણસ બહુ જ બોજાવાળી પૃથ્વી પર પગ ટેકવીને રહે છે, તેમ કાળ પણ જેમાં અનંત પ્રાણીઓના સંસારોનો લય થાય છે એવી બ્રહ્મની દૃઢ સત્તા પર સ્થિર પગે રહ્યો છે. એ કાળ કોઈ રીતે કાયર થતો નથી, કોઈના પર પ્રેમ કરતો નથી, એ આવતો નથી, જતો નથી અને સેંકડો મહાકલ્પ વીતતાં પણ એ અસ્ત કે ઉદય પામતો નથી. કાળજી ધર્યા વગર ભારે અનાસ્થાથી (બેદરકારીથી) જગતમાં ફેરફાર કરવાની રમત કરીને જ તે પોતાના વિશાળ શરીરને રાજી રાખ્યા કરે છે. એ કાળ રાત્રિરૂપી કાદવમાંથી ઉત્પન્ન થનારાં અને વાદળાંરૂપી ભ્રમરોવાળી દિવસોરૂપી રાતાં કમળોની પંક્તિને પોતાના સ્વરૂપરૂપી તળાવમાં પ્રકટ કર્યા કરે છે. કાળરૂપી લોભી ધૂળધોયો રાત્રિરૂપી કાળી અને જૂની સાવરણી લઈને મેરુ પર્વતની પાસે વીખરાયેલા સૂર્યના પ્રકાશરૂપી સોનાના ભૂકાને ઉસરડયા કરે છે. કૃપણપણાને લીધે તે કાળ પોતાની ચેષ્ટારૂપ આંગળીથી સૂર્યરૂપી દીવીને ખૂણાઓમાં ફેરવ્યા કરે છે અને જગતરૂપી ઘરમાં કોઈ વસ્તુ કયાં પડી છે તેની ખોળમાં રહે છે. દિવસરૂપી મટકાંવાળા સૂર્યરૂપી નેત્રથી જોઈને એ કાળ જગતરૂપી જૂના વનમાંથી બહુ જ પાકેલાં લોકપાલોરૂપી ફળો ખાયા કરે છે. જગતરૂપી જૂની ઝૂંપડીમાં વીખરાયેલા ગુણવાન લોકરૂપી મણિઓને એ કાળ અનુક્રમે ઘણી ઊંડાઈવાળા મૃત્યુરૂપી ડાબલામાં નાખતો જાય છે. ઉત્તમ લોકોરૂપી રત્નોનો જે હાર ગુણોના* સમાગમથી અત્યંત તેજસ્વી થાય છે, તેને કાળ પોતાના અંગમાં શણગારની પેઠે ધારણ કરે છે અને વળી તેને કાપી નાખે છે. આ ચપળ કાળ દિવસરૂપી હંસોએ અનુસરેલી અને તારાઓરૂપી કેસરવાળી રાત્રિરૂપી કાળાં કમળોની માળાને નિરંતર કંકણની પેઠે ધારણ કરી રહ્યો છે. એ કાળરૂપી કસાઈ પર્વત, સમુદ્ર, સ્વર્ગ અને પૃથ્વીરૂપ ચાર શિંગડાંવાળા જગતરૂપી ઘેટાંઓને માર્યા કરે છે અને પ્રત્યેક દિવસે તારાઓરૂપી લોહીના છાંટાઓ જોઈને તેમને પણ ચાટી જાય છે. ચંદ્રની પેઠે જુવાનીરૂપ કમલિનીને સંકોચ આપનારો અને કેસરી સિંહની પેઠે આયુષ્યરૂપી હાથીઓને ફાડી નાખનારો આ કાળ જેનું હરણ કરતો ન હોય એવી તુચ્છ કે અતુચ્છ કોઈ પણ વસ્તુ નથી. જીવોને ચૂર્ણરૂપ કરીને મૃત્યુના મુખમાં નાખનારા પ્રલયરૂપી ક્રીડાવિલાસ કરીને કાળ પોતે કાર્ય પદાર્થોના અભાવવાળો થાય છે. પ્રલય વખતે તે અજ્ઞાનરૂપ પદાર્થનો પ્રકાશ કરનારા બ્રહ્મચૈતન્યથી નિજ સ્વરૂપમાં વિશ્રાંતિ લે છે એટલે તેનાથી તે જુદો જ પ્રતીત થતો નથી. એ પ્રમાણે પ્રલયમાં વિશ્રાંતિ લઈ તે પાછો સૃષ્ટિના સમયમાં પોતે જ જગતનો કર્તા, ભોક્તા, સંહાર કરનાર અને સ્મરણ કરનાર આદિ સઘળાં રૂપવાળો થાય છે. સકળ બુદ્ધિથી પણ જેમનાં રહસ્યને કોઈ કળી શકતું નથી એવાં સારાંનરસાં સઘળા પ્રકારનાં શરીરોને પ્રકટ કરતો અને વળી તેમને તરત જ લીન કરી નાખતો, આ કાળ અહીં ક્રીડા કર્યા જ કરે છે. સર્વ લોકોમાં એ કાળનું બળ પ્રસિદ્ધ જ છે.+૧-૪૫

**सकलमप्यकलाकलितान्तरं सुभगदुर्भगरूपधरं वपुः । प्रकटयन्सहसैव च गोपयन् विलसतीह हि कालबलं नृषु ॥४५॥**

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'કાલાપવાદ' નામનો સર્ગ ૨૩ મો સમાપ્ત

---

* વિદ્યા આદિ સદ્ગુણો અને દોરાઓ.

\+ એવા બળવાન કાળનું સ્મરણ રાખી મુમુક્ષુએ પોતાના આત્માનો સાક્ષાત્કાર જેમ બને તેમ શીઘ્ર કરી લેવો જોઈએ.

# સર્ગ ૨૪ મો†

## કાળનું રાજકુમારરૂપે વર્ણન

राम उवाच

**अस्योद्दामरलोलस्य दूरास्तसकलापदः ।**
**संसारे राजपुत्रस्य कालस्याऽकलितौजसः ॥१॥**

રામ બોલ્યા: પરમાત્મારૂપ રાજાનો પુત્ર આ કાળ છે. સઘળી આપત્તિઓ તેનાથી દૂર રહી છે અને તેનાં પરાક્રમ અપાર છે. હું તેના ચરિત્રનું વર્ણન કરું છું. જગતરૂપી જૂના જંગલનાં જાળામાં એ કાળ રાંક અને મૂઢ પ્રાણીઓરૂપી મૃગના સમૂહનો નાશ કરવારૂપ મૃગયા રમ્યા કરે છે. જેના એક ભાગમાં વડવાનલરૂપી સુંદર કમળ શોભ્યા કરે છે એવો પ્રલયકાળનો મહાસાગર એને રમવાની સુંદર નદીરૂપ છે. કડવા, તીખા તથા ખાટા રસોવાળાં તથા દહીંદૂધના સાગરોવાળાં વાસી જગતોથી એને સવારના શિરામણનું કામ ચાલે છે. સઘળી દેવીઓ સાથેની જે કાળરાત્રિ ચાતુરીથી ફર્યા કરે છે, જે સંસારરૂપી વનમાં વિહાર કરવા જોડાયેલી છે અને જે વાઘણની પેઠે પ્રાણીઓના સમૂહનો ઘાત કરનારી છે, તે એ કાળરૂપ રાજકુમારની પ્રિય સ્ત્રી છે. કમળ, ઉત્પલ અને કલ્હારરૂપી ઝૂલતી જાળીઓવાળી આ પૃથ્વી એ કાળના હાથમાં રહેલી રસભરેલી પીવાની પ્યાલીરૂપ છે. ગર્જના કરતો, વિકટ રીતે પંજા પછાડતો અને કેશવાળીથી વિકટ તથા પુષ્ટ ખભાવાળો નૃસિંહાવતાર એ કાળના હાથના પાંજરામાં શિકારી બાજરૂપ છે. બ્રહ્માંડોની માળાઓ પહેરી લેવાને લીધે ઘણાં તુંબડાંવાળી વીણા જેવો લાગતો અને શરદૃઋતુના આકાશ જેવી શ્યામ કાંતિવાળો સંહારભૈરવ નામનો દેવ એ કાળરૂપી રાજકુમારને રમવાના કોયલના બચ્ચારૂપ છે. નિરંતર ચકચકિત આકારવાળું અને દુ:ખોરૂપી બાણોની પંક્તિને ફેંકયા કરતું સંહારરૂપ ધનુષ એના હાથમાં ચારે બાજુ શોભ્યા કરે છે. લક્ષ્યો (નિશાનો) ફરતાં છતાં અને પોતે પણ ફરતાં છતાં લક્ષ્યોને ચીરી નાખતો, મૃગયાના વિહારમાં ભારે ચતુર, લક્ષ્યોને વીંધનારાઓમાં સર્વોપરી, જૂના જગતરૂપી વનમાં અનેક ચપળ વૃત્તિઓ કરતો આ સર્વોત્તમ કાળરૂપી રાજકુમાર અહીં ઘણી ચાલાકીથી પ્રાણીઓને માર્યા કરે છે. ૧—૧૦

**अनुत्तमस्त्वधिकविलासपंडितो भ्रमच्चलन् परिविलसन् विदारयन् । जरज्जगज्जनितविलोलमर्कटः परिस्फुरद्वपुरिह काल ईहते ॥१०॥**

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'રાજકુમાર' નામનો સર્ગ ૨૪મો સમાપ્ત

# સર્ગ ૨૫ મો*

## દૈવ અને ક્રિયારૂપ કાળનું વર્ણન

राम उवाच

**अत्रैव दुर्विलासानां चूडामणिरिहापरः ।**
**करोत्यत्तीति लोकेऽस्मिन्दैवं कालश्च कथ्यते ॥१॥**

રામ બોલ્યા: ઉપર કહેલા મહાકાળથી જુદો બીજા બે પ્રકારનો એક કાળ છે. તે મેળ વગરની રીતિવાળાઓમાં શિરોમણિ છે. તેનું પણ હું આ વિષયમાં જ વર્ણન કરું છું. આ જગતમાં જે કાળ ફળને ભોગવાવે છે, તે દૈવ કહેવાય છે; અને જે કાળ ફળને ઉત્પન્ન કરનારી ક્રિયા કરાવે છે, તે ક્રિયાકાળ કહેવાય છે. માત્ર પોતાના ચલનરૂપ એવી ક્રિયા વિના ક્રિયાકાળનું બીજું કાંઈ રૂપ, બીજું કાંઈ કામ કે બીજું કાંઈ ધારેલું જાણવામાં આવતું નથી. જેમ ગરમી હિમના સમૂહને બહુ જ ગાળી નાખે છે, તેમ એ ક્રિયાકાળ આ સઘળાં કૂણાં પ્રાણીઓને બહુ જ ગાળી નાખે છે. જે કાંઈ આ ભારે વિસ્તારવાળું જગતનું મંડળ જોવામાં આવે છે, તે એ ક્રિયાકાળની નાચવાની શાળા છે અને તેમાં એ બહુ જ નાચ્યા કરે છે. ત્રીજો દૈવ નામનો કાળ છે અને તેનું મહા દારુણ 'કૃતાંત' એવું પણ નામ છે. તે પણ કાપાલિક જેવો

† આ ચોવીસમા સર્ગમાં કાળનું રાજકુમારરૂપે વર્ણન કરવામાં આવશે.

* આ પચીસમા સર્ગમાં દૈવ અને ક્રિયારૂપ બે પ્રકારના કાળનું વર્ણન કરવામાં આવશે.

વેષ ધારણ કરી ઉન્મત્તપણાથી જગતમાં નાચ્યા કરે છે. હે મુનિ! રાગી પુરુષની પેઠે બહુ જ નાચ્યા કરતા એ કૃતાંતનું નિયતિ( સર્વદા ફળનું નિશ્ચિતપણું )રૂપ સ્ત્રીમાં અત્યંત કામીપણું જોવામાં આવે છે. સંસારરૂપી વક્ષઃસ્થળ ઉપર ચંદ્રની કળા જેવો ધોળો શેષનાગ ને ત્રણે લોકમાં વહેંચાયેલો ગંગાનો પ્રવાહ, એ બંને દૈવરૂપી કાપાલિકના સવ્ય તથા અપસવ્ય જનોઈરૂપ છે. હે બ્રહ્મન્! ચંદ્રમંડળ તથા સૂર્યમંડળ એના બે હાથનાં મૂળોમાં સોનાનાં કડાંરૂપ છે અને મેરુપર્વત એના હાથમાં રમવાના કમળરૂપ છે. તારાઓરૂપ છાંટણાંઓથી વ્યાપેલું, પ્રલયના સમુદ્રના જળમાં ધોવાયેલું તથા પ્રલયના મેઘરૂપી છેડાઓવાળું આકાશ એના એક વસ્ત્રરૂપ છે. ( કાપાલિક લોકો મધ્યમાં છિદ્રવાળી માત્ર એક કંથા જ ગળામાં પહેરી રાખે છે, બીજું કાંઈ વસ્ત્ર રાખતા નથી. ) એવા રૂપવાળા એ દૈવરૂપી કાપાલિકની આગળ તેની નિયતિરૂપિણી કામિની નિરંતર ચાલતા આડંબરપૂર્વક અનેક કાર્યો કરતી કરતી નાચ્યા કરે છે. હે દેવ! પ્રાણીઓના નિરંતર જવાઆવવાથી ચંચળતાવાળા જગતરૂપી માંડવાની અંદર નાચ્યા કરતી અને જેની ક્રિયાશક્તિ બંધ પડતી નથી એવી એ સ્ત્રીનાં અંગોમાં અનેક ભુવનોની પંક્તિ સુંદર ઘરેણાંરૂપ છે અને પાતાળ સુધી લાંબું આકાશ એના મહાન ચોટલાના મંડળરૂપ છે. પ્રાણીઓની ચિચિયારીઓથી દીપતી તથા પાપરૂપી દોરાથી પાતાળરૂપી પગમાં બાંધેલી નરકોની પંક્તિ એની ઘૂઘરીઓરૂપ છે. યમરાજા એના લલાટરૂપ છે અને તેમાં પ્રાણીઓનાં કર્મોની સંખ્યા જણાવનાર ચિત્રગુપ્તરૂપી કસ્તૂરીની ટીપકી છે. એ દેવી પોતાના પતિદેવરૂપ કાપાલિકના અભિપ્રાયને અનુસરીને પ્રલયના સમયોમાં ભારે આડંબરથી પર્વતો ફાડવાના મોટા કડાકા કરીને નાચે છે. આમ સર્વનો સંહાર કરનારી એ નિયતિ નૃત્ય કરી રહી છે, ત્યારે તેની પાછળ કાર્તિકસ્વામીના મરી ગયેલા મોરનાં લટકી રહેલાં પીંછાં ઊડઊડ કરે છે. ત્યાં રુદ્રનાં વીખરાયેલાં છિદ્રવાળાં પાંચ મસ્તકોમાંની જટાઓના ચંદ્રો લાંબા થઈને લહેર્યાં કરે છે. ત્યાં ત્રણ નેત્રમાં મોટાં છિદ્રોમાંથી ભારે સુસવાટા ઊઠી રહ્યા છે; અને તેથી તે મસ્તકો ભયંકર લાગે છે. ત્યાં પાર્વતીના ફરફરી રહેલા કેશરૂપી ચામરો ચાલે છે; અને તેમાં કલ્પવૃક્ષનાં સોહામણાં પુષ્પો ગૂંથ્યાં છે. ત્યાં પર્વતો જેવા ભૈરવોના પેટરૂપ ઊંચાંનીચાં થતાં તૂમડાંઓ છે. ત્યાં સેંકડો છિદ્રોમાંથી ધ્વનિ કરતા ઇન્દ્રના શરીરરૂપી ભિક્ષાપાત્ર છે. ત્યાં સુકાઈ ગયેલા મનુષ્યોનાં હાડકાંરૂપ ખટ્વાંગો ( ખાટલાનાં ઈસઉપળાં ) છે. આમ એ કાપાલિકની સ્ત્રી ગગન સુધી વ્યાપેલા પોતાના શરીરને પણ જાણે ખિવડાવી રહી છે. મહાકલ્પોમાં સર્વનો સંહાર કરનારી એ કાળકામિની પોતાનાં નૃત્યોમાં આમતેમ ચલાયમાન થતી, અનેક આકારવાળાં માથાંઓનાં સમૂહોરૂપ મોટાં કમળોની માળાથી શોભે છે. પ્રલયકાળમાં ઉન્મત્ત થયેલા તે સમયના મેઘરૂપ ડાકલાંઓના પ્રચંડ શબ્દો સાંભળી તુંબુરુ આદિ ગંધર્વો તેની પાસેથી નાસી જાય છે. ત્યાં કુંડળની પેઠે ચળકતા ચંદ્રમંડળથી શોભી રહેલો અને તારાઓરૂપ ચાંદલાઓથી શોભતા આકાશરૂપ મયૂરપિચ્છથી કેશ શણગારીને આવેલો દેવરૂપી કાપાલિક, જગતરૂપી નૃત્યશાળામાં નાચ્યા કરે છે. તેના એક કાનમાં સુશોભિત હિમાલય હાડકાંના કુંડલરૂપ છે અને બીજા કાનમાં મેરુપર્વત સુશોભિત સુવર્ણના કુંડલરૂપ છે. ચંદ્ર અને સૂર્ય પણ એના બે કાનમાં કુંડલરૂપ છે અને તેથી એનું ગંડસ્થળ શોભી રહ્યું છે. 'લોકાલોક' નામના પર્વતનાં શિખરોની પંક્તિ એને ફરતી કટિમેખલા છે. આમતેમ જતી વીજળી એના હાથમાં ડોડી જેવા આકારવાળાં કંકણરૂપ છે. પવનથી ચલાયમાન કરેલી વાદળાંઓની પંક્તિ એની અનેકરંગી કંથારૂપ છે. મહાકાળના હાથથી નંખાયેલા, શેષનાગના શરીરરૂપ મોટા દોરાથી સંબંધ રાખતા અને સઘળો સંસાર જેથી બંધાઈ જાય છે, એવા લાંબા માયારૂપ પાશમાં ગૂંથાયેલી,

